# ભારતનું વિજય નિશાન.

ો ધીરો ચાલે રે, મીઠો મીઠો ગાજે રે,
રૂડો મ્હારો રેંટીઓ હોજી.

રેંટીઆમાં દેશોદયના નીકળે તાર;
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર,—ધીરો.

સાખી-ત્રાક રૂડી પંખા ઉડા-ઉજ્જવલ એનો નાદ,
ઉજ્જવલ પુણી ઓપતી-સહુ જે મગે સ્વરાજ.

વીણા સમો વાતો રે; હિંદમાં પંકાતો રે,
ગાંધી તારો રેંટીઓ હોજી.—ધીરો.

સાખી-ત્રાક ફરે તોપો છૂટે,-પંખો કરે પોકાર,
હિન્દી કાંતો રેંટીઓ-દેશ તણો ઉદ્ધાર.

દુઃખો સહુ હરતો રે; નિર્ભય પણે ફરતો રે,
ગાંધી તારો રેંટીઓ હોજી.—ધીરો.

સાખી-પરદેશી પરતંત્રતા-તોડે પળની માંહ્ય,
દે આર્થિક સ્વતંત્રતા-શીળી સુખની છાંય.

જડને ચેતન કરતો રે; સ્વરાજ્યને સુચવતો રે,
ગાંધી તારો રેંટીઓ હોજી.—ધીરો.



# માતૃ સેવા.

અમે તો હિન્દના યુવક, *લડીશું હિન્દના માટે;
અમે તો હિન્દના બાળક, મરીશું માતને માટે.
નથી ડરતા નથી કરતા, અમે તો જાનની પરવા;
અમોને ડર નથી કોનો, અમે જન્મ્યા છીએ મરવા.
અમે આ યજ્ઞ આરંભ્યો, ગીતાના મંત્રને ગાઈશું;
અમારા ગાંધીજી હોતા, બલીદાનો અમે થઈશું
અમે તો હિન્દના પુત્રો, જઈ વસવા સ્મશાનો છે;
થયો અવતાર સ્વદેશી આ, હવે તો ક્ષોભ શાનો છે.
હવે આ હિન્દને કાજે, અમે હોળી લગાડીશું;
અને તે માહી હોમાઈ, અજબ જ્વાળા જગાડીશું.
મહા ભારત મચાવીશું, અમારા હિન્દને કાજે;
સમર્પણ દેહતો કરશું, અમારા ધર્મને કાજે.
અમે બદલો નથી ચાહતા, બનીશું ભોગ સૌ માટે;
અમે તો ભોગના શોખી, અમારો ભોગ ન્યારો છે.
અમે તો કર્મ યોગીઓ, નથી ફળની કશી પરવા;
તૃષાતો માતૃ સેવાની, અમે તૈયાર રહેવું ચઢવા...

*અસહકારથી.

આવૃત્તી ૭ કુલ પ્રત ૩૦૦૦૦ ત્રીસ હજાર
કીંમત રૂ. ૦-૧-૦

# અમે સત્યાગ્રહી ચેલા.

( લેખક-કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા-સુરત. )

બન્યા ગાંધી ગુરૂજીના, અમે સત્યાગ્રહી ચેલા;
અમારી ટેક જાળવવા મરી જાવા થયા ઘેલા.
દીધો છે મંત્ર ગાંધીએ, સહીને જીતવું મરવું;
સહીને દુઃખથી તરવું, ન દુઃખોથી કદી ડરવુ.
નથી કૈં દ્વેષ અંતરમાં, નથી ઘા મારવો સામો;
સહીને જીતવાનો છે, અમારો ન્યાયનો દાવો.
ન કરવું હાજી હા કદીયે, વસ્યું જો અંતરે બીજું;
ભલે શિર જાય તોયે શું ? અમારે સત્ય તે કહેવું.
ભલે જંજીરથી જકડે, વતન છો ખાલસા મુકે;
જુલમ અપમાનની ઝડીયો, ભલે અમ શિરપર વરશે.
અમે ના દાસ લક્ષ્મીના, અમારી દાસી એ રહેશે;
અમારા માનને માટે, ખુવારી છો બધી થાશે.
તપાવે યા ડુબાવે કે, અમોને ભઠ્ઠીમાં બાળે;
અમારે જીવવું મરવું, હવે ગાંધીજીના હાથે.
શુરા સેનાપતિ ગાંધી, અમારો સત્યનો કિલ્લો;
અટળ શ્રદ્ધા અમારી છે, તુટે ના તોપથી તુટયો.
જગતનાં આસુરી શસ્ત્રો, થશે જુઠાં પડી હેઠાં;
છુટયાં જ્યાં સત્યનાં બાણો, અમારા રામનાં છોડયાં.
ધરા આખી ધ્રુજી જાશે, સુણી સત્યાગ્રહી ટંકાર;
ઉતરશે દેવ સ્વર્ગેથી, લઇને હાથમાં જયમાળ.

# વંન્દેમાતરમ્ સ્તોત્ર.

---

શુદ્ધ સુંદર અતિ મનેહર મંત્ર વન્દેમાતરમ્;
મૃદુલ સુખકર દુખહારી મંત્ર વન્દેમાતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ્;
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ્.
ઓજમય બલ કાન્તિમય સુખ શાન્તિ વન્દેમાતરમ્;
મતિ પ્રદાયક અતિ સહાયક મંત્ર વન્દેમાતરમ્.
હરઘડી હરબાર હો હરનામ વન્દેમાતરમ્;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વંદેમાતરમ્.
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વન્દેમાતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વન્દેમાતરમ્.
આઠો પ્રહર દીલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ્;
મુખસે હૃદયસે રાતદીન હો જાપ વન્દેમાતરમ્.
તેગસે શિરભી કટે ભુલો ન વન્દેમાતરમ્;
જહાંતકી ઘડીઆં ગુંજાદો નાદ વન્દેમાતરમ્.
જેલમાં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ્;
બેડીયાં ઝંકાર દે સુભ તાન વન્દેમાતરમ્,
વિર ગોલી તોપકી હૈ આઠ વન્દેમાતરમ્;
તેમ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ્;
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ્;
વિશ્વ વિજયી શત્રુ નિજયી મંત્ર વન્દેમાતરમ્.

( નાગપુર કોંગ્રેસ. )

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારણે, હમ કુછ ન કુછ કર જાયેંગે,
ભારત હમારી માતૃભૂમી, ઉસકા ઋણ હમપર હૈ બહુત;
ઉસકે મીટાને કે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત કે દુખપ્રદ અવનતિપર, કયોં ન અશ્રુ બહાવેંગે;
ઉનકે હટાનેકે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મશિક્ષા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે;
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ, કૃષ્ણ જન્મે જેલમાં;
તોફિર ભલા હમ કયોં ડરેંગે કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમકો, કયાં ન હો ઉસકે લિયે,
સબ સહેંગે મર મિટેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
( મુંબાઈ કોંગ્રેસ. )

---

## ( સ્વરાજ્ય નાદ. )

જય જય હિન્દ અમારો દેશ,
સ્વીકારો એજ જીવન આદેશ—જય.
પ્રણય મંત્ર એ વેદ સુત્ર એ દેવ તણો સન્દેશ,
એની ઘોષથી ગગન ગજાવો જય જય સ્વદેશ—જય.
નમન અમ ભારત ચરણે આજ,
હમારૂં પુન્યવંતુ એ સ્વરાજ્ય—નમન
હૃદય વંતુ ગુંથી આત્મ વિણાનાં, ગાન સુણાવો આજ;
લલીત કંઠથી મુખ્ય મંત્ર એ, જયો સ્વરાજ્ય સ્વર.જય—જય.
( રઘુનાથ. )

## હમો સહુ ભારતનાં સંતાન.

રાગ-( સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ )

ભારતનાં સંતાન હમો સહુ ભારતનાં સંતાન....(૨)
ગાંધી કીચલુ અલી બીરાદરો. (૨)
લાલ પાલ ગુણ ખાણ-હમો.
મશહુર બાનુ મિસીસ સરોજની (૨)
નીડર રત્ન સમાન-હમો.
શ્રીમતી દેવી સરલા બીરાજે. (૨)
અસહકારમાં આગેવાન-હમો.
છે નસે નસમાં લોહી હમારૂં (૨)
ભારત ગૌરવ માન-હમો.
ભારતનો ભાગ્યોદય કરવા. (૨)
તન મન ધન કુરબાન-હમો.
શીખ અને ગુરખા ખ્રીસ્તી પારસી. (૨)
મરાઠા મુસલમાન-હમો.
પાઠ નીરંતર ઐક્યનો ભણીશું. (૨)
કરી બંધુ રસપાન.-હમો.
ગાંધી ગુરૂ ગણી શીક્ષણ લઇશું. (૨)
કરવા ઉદય હિંદુસ્તાન-હમો.
અસહકારનું સત્ય શરણું ગ્રહી. (૨)
દીપાવીશું હિંદુસ્તાન-હમો.

[ચોકસી જડુલાલ.]

## હુંએ મને હિન્દ છે વહાલો.

—o—

રાગ-(જમાનો તો બદલાયોરે.)

પાયો મ્હારા ગુરૂજીએ પ્યાલોરે,
હવે મને હિન્દ છે વહાલો રે.
કેળવતહર કેળવણીએ કીધા, તન મન ધનથી ખુવાર;
માનાપમાનનું ભાન નહિ; બન્યા મુરખના સરદાર,
કર્યો વધુ ડાઘ જે કાળોરે-પાયો.
કોર્ટ-રણે ખેલે શૂર વકીલો, જીભ તીખી તલવાર;
જીતે કે હારે ન ન્હાવું નીચોવવું, પહેલાં ભરે ઘરબાર,
ગુલામીની ગુંથે છે જાળોરે-પાયો.
ઘંટીનું પડીયું ગળે લટકાવીને ભુખે ખાલી કર્યું પેટ;
મોંમાં માર્યો સુધારાના લાડુનો, ડુચો ન ઉતરે હેઠ,
ઘર્તીએ એ ધારાનું ટાળોરે-પાયો.
સત્યનું શસ્ત્ર ને શીળનું બખ્તર, શાન્તિ સમી સજી ઢાલ;
આપ બળે ઝુઝી મરવું કે તરવું, આજ કોણે દીઠ કાલ,
ખોટા બધા અન્ય છે ખ્યાલોરે-પા.
શોકત, મહમદ, ગાંધીને ચીંધ્યું, સ્વાર્થ કર્યો બલીદાન;
હિન્દ તણા અણમુલ હીરા એ, મંત્ર કહે બળવાન,
આહુતિ સર્વસ્વની આલોરે;
પડો પણ પાછા ન ચાલોરે-પાયો. [જીગર].

# જય જય બોલો હિન્દુસ્તાન.

રાગ—(ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર).

હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબરે રહેમાન;
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભુમી આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન;
ત્રી કોટી ભારતમાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન;
હિન્દુ પારસી મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિરને મસ્જીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઉંચાં ધામ;
ભાઇ ભાઇમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેકને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ કરો વૃજાવો, ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી યુદ્ધના શાન્ત સૈનિકો સ્થુળ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો બંદુક ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન;
શરીર પડે પણ એતો અમર, જય જય બોલો હિન્દુસ્તાન.
વિજય માળ લઇ સ્વર્ગસુંદરી, તત્પર છે કરવા સન્માન;
માતૃ વેદીમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન.

(લેખક:-ચંદુલાલ નંદલાલ દેસાઇ—નડીઆદ.)

## ખીલાફતકે લીએ દુઆ.

ઇલાહી ભરોસા તેરા હર ઘડી હે,
મુસલમાન પર એક મુસ્કીલ પડી હે-ઇલાહી.
તુ મુસ્કીલકો હલકર તેરી સાંખડી હે,
નસારૂકી. ફોજે જો સામી ખડી હે-ઇલાહી,
એ ખ્યાલ ઉનકે દીલમેં હોહોગા સબો રોજ,
કે સુલતાનકા મુમલીક બડા હે.-ઇલાહી.
ઇસે બેંચ લેવેંગે જો મીલકે બાહમ,
એ સેતાનકે દીલમેં આકર અડી હે-ઇલાહી.
મગર યે નહિ જાનતે વો ખુદાયા,
કે ઇમદાદ ઈનકો ખુદાકી બડી હે-ઇલાહી.
મુસલમાન આપસમેં તુમ એક હો જાવ,
ખુદા ફીરતો ઇમદાદ પર હરઘડી હે-ઈલાહી.
મુસલમાન મિલકર જો કરતે દુવાયે,
દુવા ઉનકી સમશીરસે બડી હે-ઈલાહી.
જલે દીલ જો મીલકર કરતે દુવાયે,
વો આહે નહી બલકે તોફે બડી હે-ઇલાહી.
મુસલમાનકા જો ચાહતે બુરાહે,
મુખ પર ઈનકે જો લાનત પડી હે-ઇલાહી.
અબ આગે ન કર શકતે કુચ ઔર કમતર,
ખુદા ઈનકો ટાલે મુસીબત બડી હે-ઇલાહી.

(મોલવી અબદુલ્લા.)

# ખાદી–દેશની આબાદી.

બજાવી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો;
સૂતેલું હિન્દ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧

નીહાળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો;
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨

ફસાઇ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયો;
દયાએ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો. ૩

જુવો સ્વરાજ્ય ખેંચાતુ, સુતરના તાંતણે આવે;
સુધરવા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪

ગઈ ફેશન ભુલી જાવો, ખીલવવા દેશની સિદ્ધિ;
સપુત સંતાન ભારતના, કરો ઉદ્ધાર ખાદીનો. ૫

થતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો;
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૬

રીસાઈ ગઈ બધી લક્ષ્મી. કુસંપી હિંદ જાણીને;
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭

ઘણો ફડો ઘણો સાંધો, ટકાઉને ઘણો સાદો;
વહાલા હિન્દને સારૂ, ભલો પોશાક ખાદીનો. ૮

ઘરોઘર રેંટીઆ દેખી, વિદેશી મીલવાળાનાં;
જળે છે હાય! હા હૈયાં, પહેરે હિંદ હવે ખાદી. ૯

વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને;
હવે પસ્તાયલા હિન્દે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૧૦

હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પુર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેષ ખાદીનો. ૧૧

## ખિલાફતપે—મોહબત.

ખીલાફતપે જો કૌ ફીદા કર રહે હય,
જો હુકમે ખુદાહે અદા કર રહે હય;
જો સરભી કટે તો ખીલાફત પે અપના,
યેહી હમ તો હકસે દુઆ કર રહે હય. ૧
નબીજી ખબર લો હમારી કે અબતો,
યે ઝાલીમ બહોતહી જફા કર રહે હય;
કીયા હમકો તીરે સીતમકા નીશાના,
યે ક્યા ખુબ વાયદા વફા કર રહે હયે; ૨
દીઓ રંગ રૂદ ઔર સરભી કટાયે,
ઔર ઇસપેભી હમ પર જફા કર રહે હય;
કોઇ હમસે પુછો તો હમ સાફ કહે દે,
ખીલાફતપે દીલકો ફીદા કર રહે હય. ૩
અજીજ અપને કટવાયે હમને મગર વોહ,
વફાકે ઇવજમે જફા કર રહે હય;
બતાઇંગે હમ તુમકો આઇંદા વોહ દીન,
અભી ક્યા બતાયેંગે કે ક્યા કર રહે હય. ૪
દીખાદેંગે એક રોજ ઇસકા નતીજો,
અભી હમતો આહો બુકા કર રહે હય;
કે રૈયત નવાઝી કયસી હે યારો,
કે હર પરદા હમસે દગા કર રહે હય. ૫
ખબર લો ખુદારાહ મદીને કે વાલી,

કે ઉમ્મત પે ક્યા ક્યા જફ્ફા કર રહે હય;
રહે તક ક્યામત ખીલાફ્ત સલામત,
યે બંદે ખુદાસે દુઆ કર રહે હય. ૬
ખીલાફ્તકા હો બોલબાલા નઝીર અબ,
ખુદાસે યેહી ઇલતીજા કર રહે હય;
ખીલાફ્તપે જાં કો ફીદા કર રહે હય,
જો હુકમે ખુદાકે અદા કર રહે. ૭

# મહાત્માજીનું પ્રિય ભજન.

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે,
પર દુઃખે ઉપકાર કરે ને મન અભીમાન ન આણેરે,—વૈષ્ણવ.
સકળ લોકમાં સહુને વંદે નિંદા ન કરે કેનીરે,
વાચ[1] કાય[2] મન નિશ્ચલ રાખે તો ધન્ય જનની ત્હેનીરે—વૈષ્ણવ.
સમદષ્ટિને તૃષ્ણા[3] ત્યાગી પરસ્ત્રી જેને માતરે,
જીભ્યા થકી અસત્ય ન બોલે પર ધન ન ધરે હાથરે.—વૈષ્ણવ.
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે,
રામ નામ શું તાળીરે લાગી સકળ તીરથ તેના તનમાંરે.—વૈરાગ્ય.
ધન લોભીને કપટ રહિત છે. કામ, ક્રોધ નિવાર્યારે,
ભણે નરસૈયો, ત્હેનું દરશન કરતાં કુળ ઇકોતેર તાર્યાંરે,—વૈરાગ્ય.

[ભક્ત નરસિંહ]

૧. બાણીથી, ૨. શરીર, ૩. લોભ,

## જન્મ ભૂમિનું જય મંગળ.

જય મંગળ પ્રિય જન્મ ભૂમિનું ગજાવીએ:-
ભગીરથ સમ વીરલ વીર. ભારતી સુભટ સુધીર,
ક્ષીર સમુદ્રને હિમાલયે ઉછાળીએ- જય.
જનની અંક ઝુલીએ, ઋતુની રંગ ઝીલીએ;
આત્મબળ-ઊજાસથી બધું ઉજાળીએ- જય.
સત્ય અર્થ સજ્જ થાઓ વિજય વાવટો ઉડાવે;
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ- જય.
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત;
ઘુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ- જય.
ભુતળ ફોડી ફોડીએ, ઉંડી જડો ઊખેડીએ;
દોરને દમામ દેશનો જમાવીએ- જય.
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યજ્ઞ યોજીએ;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ- જય.
માત દીન દુભાય છે, સપુત પીડા પીછાનીએ;
દુઃખ દીપાવીએ, ઉમંગને વધાવીએ- જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ;
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ-[ લલિત ] જય.

---

## સ્વરાજ્યની ચાવી.

ઘરોઘર રેંટીઆ રાખો, કહે છે મહાત્મા ગાંધી;
સુતરને તાંતણે લઈશું, વીરા સ્વરાજ્યની સિદ્ધિ— ૧
નથી લડવું નથી મરવું, નથી કાંઈ મારવા જાવું;
ભુષણ એ ખાદી પહેરીને, અસહકારી હવે બનવું— ૨
ગુમાવ્યા રેંટીઆ ભાઈઓ, જામ્યો બ્રીટનનો પાયો;
ગુલામી દુર કરવાને, પુનઃ એ રેંટીઓ આવ્યો— ૩
સુદર્શન ચક્રના જેવો, વિજયના નાદ કરનારો;
સકળ સિદ્ધિ એ દેનારો, કૃપાળો રેંટીઓ મ્હારો— ૪
શું એનો સ્વર છે મીઠો, રૂડું સંગીત ગાનારો;
મહાત્માને ઘણો વહાલો, ગુમી સ્વદેશ કરનારો— ૫
કરો સહુ પાઠને પુંજા, અમારો રેંટીઓ રાજા;
સજીવન રેંટીઓ કરતાં, વાગ્યાં સ્વરાજ્યનાં વાજાં— ૬
દયાળુ રેંટીઓ મ્હારો, ઘણાનાં પેટ ભરનારો;
જગતમાં છે નહિ આવો, અમુલ્ય દાન દેનારો— ૭
અમારા દેશનું ગૌરવ, સદા છે રેંટીઆ માંહી;
વિસાર્યો રેંટીઆ જ્યારે, ઘરાણી દેશનો ત્રાહી— ૮
ડરાવે દેવને દાનવ, એવો છે રેંટીઓ શુરો;
વધારે દેશનું ગૌરવ, સગુણી રેંટીઓ રૂડો— ૯
હીરો કહે હાથ જોડીને, પધારો રેંટીઆ બાપુ;
તમારી સેવન ખાતર, કહો તો પ્રાણને અર્પુ— ૧૦
( હીરાલાલ )

## બાળ યાચના.

( રાગ-અરે મા મુઝે અચ્છીસી ટોપી દીલાદે. )

મા મને ખાદીની ટોપી અપાવો;
ખાદીની ટોપી અપાવો—મા મને.
ખાદીનું પહેરણુ, ખાદીની ધોતલી;
ખાદીની કથા પહેરાવો—મા મને.
ખાદીનું દફતર ખાદીના જોડા;
ખાદીથી સુંદર બનાવો
( હા-બાપુ-હા )—મા મને.
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં;
સ્વદેશી ભણતર ભણાવો—મા મને.
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં;
રેંટીઓ રૂડો કંતાવો
( હા-ભાઈ-હા )—મા મને.
સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે;
ખાદીનો મહીમા ગવાયો.
( હા-બેટા-હા )—મા મને.
( દોલતરાય સુંદરજી દવે-મુંબઇ. )

## વીર જાગો જાગોરે.

( રાગ-ખમાચ-ત્રિતાલ. )

વીર ! જાગો જાગોરે.
હિન્દ રડત દુઃખથી હાય, હૃદય તમ શું નવ ચિરાય ?
માત રૂદન ક્યમ ખમાય,—સુજન જાગો જાગોરે.
કાન્ત વદન કરમ્યું હાય,—અબલ બનેલ ભુજત પાય;
કમર કઠીન નવ રખાય,—શો સજેલ વાઘોરે,

છિન્ન ભિન્ન શી જણાય, અનુપમ માત હિંદ હાય!
રાત દિન ક્ષીણ થાય, તદપિ શું ન દાઝોરે?
રિબાત માત કયમ ઉંઘાય,-ભવ્ય મનન કરી સહાય,
અધમ દ્વેષ પટકી પાય, હિન્દુ સૌખ્ય સાધારે.
રમ્ય દિવ્ય લ્યો ઉપાય, યત્નમાં છો જીવ જાય;
કામ તો પ્રભુજી સહાય,-વીર જાગો જાગોરે.

( વસંતવિનોદી. )

## માતૃભૂમિની વંદના.

---

એ માતૃ ભુમિ તેરે ચરણોંમેં શિર નમાઉં;
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં—ટેક.
માથે પે તું હો ચંદન, છાતી પે તું હો માલા;
જીવ્હા પે ગીત તું હો, મેં તેરા નામ ગાઉં—એ.
જિસસે સપુત ઉપજે, શ્રી રામકૃષ્ણ જેસે;
ઉસ તેરી ધુલીકોમેં નીજ શીષ પે ચઢાઉ—એ.
માની સમુદ્ર જીસકી, ધુલીકા પાન કરકે;
કરતા હૈ માન તેરે ઉશ પૈરકો મનાઉ—એ.
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉ—એ.
સેવામેં તેરી સારે ભેદોકો ભુલ જાઉ;
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં—એ.
તેરેહી કામ આઉ, તેરાહી મંત્ર ગાઉ;
મન ઔર દેહ તુઝપર બલિદાનપેં ચઢાઉ—એ.

## તમારા દેશને માટે.

કશું ના થઈ શકે અમથી, અરે ઓ એમ વદનારા;
જરા તો લાગણી રાખો, તમારા દેશને માટે.
ન-ભીરુતા બતાવી દો, થયા કાં મસ્ત ને એદી;
જરા તો આંખ ઉઘાડો, તમારા દેશને માટે.
પડ્યા જે કારમા ઘા તે, મૂંગે મોંઢે સહન કરતાં;
બહુ ઉંઘ્યા હવે જાગો, તમારા દેશને માટે.
ભલે હો પારસી હિન્દુ, અગર હો જો મુસલમીનો;
ધરો સમભાવના હૈડે, તમારા દેશને માટે.
કરો જે કઇ બને તે તે વિસારી દ્વેષને ઈર્ષા;
તજી દો દંભ મગરૂરી, તમારા દેશને માટે.
ધરીને ભાવના કોદી, તવંગર યા ગરીબીની;
સમર્પો તન મન ધનને, સદાના દેશને માટે.
ગણો ના તાપને ઠંડી, રૂતુ વર્ષા નહી જાણું;
શીખી લો-પાઠ સ્વાર્પણનો, તમારા દેશને માટે.
ભુમિને આસમાનોને, ધ્રુજાવી હાકથી દેતા;
ગયા વીર નર તે તો, સદાના દેશને માટે.
સુખોને દેહના ભોગે, કરી તે દેશની સેવા;
ગયા જે જે બધા હીરા, સદાના દેશને માટે.
તમારી જાતને માટે, તમારા ભ્રાતને માટે;
સદા સર્વસ્વ આપી દો, તમારા દેશને માટે.

( અરૂણ. )

તમારી બ્હેન, દીકરી, અને ધર્મ પત્નીમાં
સ્વરાજ્ય ભાવના જાગૃત કરવા સારૂ જરૂર
ખરીદ કરો.

## રાષ્ટ્રીય ગરબા સંગ્રહ.

પ્રખ્યાત રાગ રાગણીમાં દેશ ભક્તોના ફોટા
સાથે તૈયાર છે.

છુટક કીમત નંગ ૧ ના બે આના.
વેપારી ભાવ નંગ ૧૦૦ ના પાંચ રૂપીઆ.

---

તમારા ધર્મનો, ધનનો, અને આરોગ્યતાનો
બગાડનાર ખામીઓ યાને બે ઘડી આનંદ
સાથે નીતિનું શિક્ષણ આપનાર

## ચહા દેવીની ચડાઇ

યાને

## જમાનાનો જુલમ.

જરૂર વાંચો.

છુટક કીમત નંગ ૧ નો એક આનો.
વેપારી ભાવ નંગ ૧૦૦ ના બે રૂપીઆ.

વેચનાર
બુકસેલર જદુલાલ નારણદાસ.
નડીઆદ (ગુજરાત).

શ્રી લક્ષ્મીવિજય પ્રીં. પ્રેસ (બ્રાન્ચ) રતનપોળ નગરશેઠની માર-
કીટમાં દેસાઇ રાયચંદ છગનલાલે છાપી—અમદાવાદ.



સંગ્રહ કરી છપાવનાર અને વેચનાર
બુકસેલર જદુલાલ નારણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે
મુ. નડીઆદ.